ॐ

परमात्मनेनमः श्री गणेशायनमः ૧૨૮૫

श्री शारदायेनमः श्री गुरुभ्योनमः

# नौतमकृत सूबोधचिंतामणी काव्य.

(કવિત.)

વિદ્યા તણું છે પારખું પંડિતની પીછાણમાં,
હિરા તણું છે પારખું ઝવેરિના વખાણમાં;
નર તણું છે પારખું વિવેકના પ્રમાણમાં.
પશુ તણું છે પારખું જાત ભાતની જાણમાં.

(ગીતિ.)

પેઢી પંચરંઉ માંડી, વિવિધ વિષયની વિક્રય કરવાને;
યાચક ઓળખી લેશે, વીંખી વ્હાલિ વસ્તુ રિઝવાને.

# સૂચનાપત્ર.

મહેરબાન બાનુઓ અને ગૃહસ્થો તેમજ વિદ્વાનો અને ગુણગ્રાહકોનાં પવિત્ર નેત્રની સન્મૂખ આ એક અલ્પજ્ઞાનથી ઉત્પન્ન કરેલી સુબોધ ચિંતામણિ નામની કાવ્યમાળા મુકુછું, તેને દૃષ્ટિગોચર કરી તેના ગુણ દોષની પ્રસંશા કરવા તસ્દી લેશો. બાદ જણાવવાનું એટલુંજ છે કે આ પુસ્તકનો કર્ત્તા હું એક આપનો આર્યબંધુછું અને અલ્પ સમૂયના અનુભવથી આ કાર્ય કરવા ઉત્સાહી બન્યો છું. તેથી પ્રીયવાચકો તેમજ પ્રેક્ષકોને નમૃતાપૂર્વક વિનંતી સાથે જણાવવાનું એટલુંજ છે કે આ રચેલી કાવ્યમાળામા ભૂલ કીંવા દોષ કે ખામી જો જાણવામા આવે તો તેને સુધારી વાચવા તસ્દી લઈ સેવકના અપરાધને ક્ષમા કરશો વળી આશા છે કે જીજ્ઞાસુ બંધુની જીજ્ઞાસાને ઉત્તેજન આપી આગળ વધવાની ઉમેદને આધાર આપશો કાવ્યની રચનામા શુ સમાયેલુ છે તે ઉપર કટાક્ષ નહીં લાવતાં દિર્ઘ દ્રષ્ટિથી વિલંબે પણ પૂર્ણ રીતે વિચારી જોવા મારી આપને ભલામણ છે આપના અમૂલ્ય વખતને વ્યતિત કરતાં વખતના લાભનું નુકસાન તો ખમવુજ પડશે. તોપણ તેટલું નુકસાન પરોપકારાર્થે માની તસ્દી લેશો એવી આશા છે તેથી કરી હું આપનો સદાને માટે ઉપકારી થઈશ. છતા પણ એમ તો સમજાય છે કે પૂર્ણ કળાયે પહોચેલા નવિન ચંદ્રના તેજનુ રટણ કરનાર રસિક યુવાનોને ઉદય પામતા નૌતમચંદ્ર ઉપર એક વખત અવિશ્વાસ તો આવશેજ. તોપણ નિશ્વાસ નાખી નિરાશ બનવાની કાયરતાને દુર કરી વિચારી જોશો તો ઉદય પામતો નૌતમચંદ્ર પૂર્ણ કળાયે પહોંચતાં તેવાજ તેજમા મળી જઈ તમામ તિમીરના દળને દૂર કરવા ચુકશેજ નહીં. તેથી દીલગીરીના દેખાવને દાબી રાખી ઉમંગના અશ્વ ઉપર આરૂઢ થવું તેજ પરોપકારનું પ્રયોજન છે. તો આર્ય બંધુઓ સ્હાયભૂત થવામાં સદાને માટે સારો લાભ લેશો એવી આશા છે,

લી. આપનો સેવક,

**ત્રીપાઠી રણછોડલાલ મુલજીભાઇ.**

નૌતમકૃત

# સુબોધ ચિંતામણી

## કાવ્ય.

---

## (સ્તુતિ.)

### રાગ કલ્યાણ—ગાયન (૧).

દાતા કરજો મ્હાય, વદન નિશદિન ચરણુમાય, દાતા.
નરવર નિર્ખુ નેહ ધરીને પાપ પ્રલય થાય; દાતા
ભાગવત ભુમી પર આવી, કાવ્ય કલાથી કિર્તિ ગાવી;
તન મન અરપી જન મન હરતિ અઘ પઘમા થાય, દાતા
ગીત ગણુના શ્યામ સુદીર, મુર્ખ વ્હેતા વામ મદીર;
સાર સમજે ગુણુ ગામી સ્વામી ભજતા કાય; દાતા.

### (૨) (રાગ સારગ)

આનંદ અતિ ઉરમાહી થયો દુર થયો દુષ્ટનો તાપ,
નારાયણુ નેહ ધરી મંડળમાં સપ સર્વદા આપ;
ભગવતિ સરસ્વતિ તુ મતિ નિર્મળ કરી કષ્ટ સઘળા કાપ.
કીલ કોલ કરતાં પ્રેમિ પક્ષિ, જોઈ શત્રુનિ સળગે અક્ષિ;
કર બક્ષિશ બલીહારી વારિ જાઉં દાતા હર પરિતાપ.
નૌત્તમની ગમ સુમ અલ્પ બાળ છે ટાળ વિઘ્ન સુખ થાપ;

### (૩) રાગ-કરમ કર મેરે હાલ પેયે કરિમ.

સદા સુખ સગીતાનદમાં, રહે નહીં મન ક્રોધ આક્રદમા. સદા.
અનુગ્રહ કરે શાન્ત થઈજો શ્રુતિ સ્મૃતિમા મતિ વિભ્રમ નાશ થતિ.
કરે કડ કોકિલ તણો ટહુકાર, ઉઠે તાન ઉમંગ તટનો ચિતાર.
સપ્ત સુર ગ્રામ ત્રય મુર્છના મય સાથ લહું સાજ એક આલાપધ્વય.

આરોહી અવરોહી ગાનિ ચડે, દે માન મરદંગ-પ્રીતિ-વડે.
નટ નૃત્ય ન્યાળી નર શોક હાર, અદાથી હરે અપ્સરા એક તાર.

**(૪) રાગ-સદા સંસારમાં સુખ દુઃખ સરખાં માનિ લઇયે**

**( સાખી )**

તજો મિત્રતા મુર્ખનિ પડિતનો બસહાર,
સદ્‌ગુણીને સમજે નહી એવા કોક ગમાર;
સદા શુદ્ધ પ્યારમાં આનંદ ઉર માની લઇયે,
રાખી મન શાન્ત કરિ ભ્રાન્ત સઘળી મુકી દઇયે.

**( સાખી. )**

કુસંગ ગળીનો કુંડ છે રંગ કદિ નવ જાય,
પામર પટ જો લાગશે જીવતર એળે જાય;
નહી નિચ સંગમાં કોઇ રગ ઢંગ સારો મળે,
તજો કુસંગ કરિ રંગ પરિતાપ ટળે.

**( સાખી )**

કેફી રંગ છે કારમો, પ્રાણ પલકમાં જાય,
કામ નર્કનું ધામ છે જન્મ વૃથા જગ માય.

**(૫) રાગ-કહુ કર્મ તણીશી કહાણી.**

ગઇ વ્યર્થ બધિ જીંદગાની તું સમજ સમજ સેલાનિ. ગઇ.
જગનાથકી ઝાંખિ ન પાયો શૃગાર મઝા નહીં માનિ,
આભુષણ અમ્બર નહી ઓઢયાં ધરિ ન ભેખકી બ્હાનિ. ગઇ.
સેજ પલગમાં સુખે ન સુતો વેદ ધ્વનિ નહીં જાણી,
ભાવ થકી નવ ભોજન કીધું, ભમ્યો ભ્રમર એ બાનિ. ગઇ.

( ૬ )

જગતમાં વૃથા જન્મ માનો, સોંપીને સ્મિને પરવાનો. જગત.
નારિ કરિ કટાક્ષ પેખો, પળમાં પ્રાણ મુકાવે;

જો દક સ્વતંત્ર આનુસિ હોસે, સામર દુ:ખ સ્હાવે જગત.
સખિયો સાથે સ્નેહ આપિને, રસિયો કાંઇ રિઝાવે;
રતિ કાન્ત નેં રંગમાં રાગી, અદભૂત મોજ મચાવે. જગત.
પઢેની પ્રેમદા પત્ર પઠાવે, રસિક વર સમજાવે;
*પતિ મમ*કિંકર તુલ્યજ કહાવે, લખતાં લેખ જણાવે. જગત.
કહ્યા વગી શું બન્યા હેવાનો, વિવિધા વિધ વરસાવે;
અણિરૂપ માણિક રત્ન પ્રેમદા, ઝવેરાત પરખાવે. જગત.
ધુતારિ ધમકાવી રાખો, નયન તોર નચાવે;
કળિકાળ આવ્યો છે કારિ, રણછોડ રૂપક લાવે. જગત.

## (૭) રાગ. ધન્ય લાખો ધન્ય સતિ.

ધિક છે આ સંસારમાં નિચ કુલટા બ્યભિચારને
ભ્રમિત થતા કામાંધ જનો જોઇ તેના દેદારને.
ગમન કરતાં ખાય ગોથુ નમે નર્કના દ્વારને. ધિક છે.
કલંક જાણી કુળનું શાણી તજે સેલાણી નકટ વેશ્યા નારને
નિર્લજ બાળા નિડર ચાળા નિંદિત માળા શાળા કામિ સરદારને
સગ કરો સુલક્ષણા દેખી દિલ પતમના પ્યારને ધિક છે.

## (૮) ( રાગ. અશ્વ દોડાવી શસ્ત્ર ચલાવિ )

અજબ ગજબ છે નોતમ નજરે કપટ બાજીના ખેલ
દગાના ડુંગર પ્રપંચ સમુંદર કુબંડ ગાડાની હેલ અજબ
કસાઇને ઘેર કુશળ ક્ષેમ છે ધર્મિને મુશ્કેલ
પ્રમાણિકોને પડે આપડાં જૂઠાને રંગ રેલ. અજબ
દયા દેવીનાં ઠામે દેવળ ઢોંગ ભકતના મ્હેલ
લંપટોનાં લશ્કર લૂટે શિયળ વાડિની વેલ. અજબ

જૂગારિયા ચોર કેરી કાફલા ઢોંગી બધુનિ બેલ —
રત્નને પાણા બિરરાવે શિયાળ સિહને કેલ ચા૦૮૭
બાગ ખજાને આરબ ચોકિ કચન ખુલ્લાં મેલ
પરિમલ પુષ્પો અધન જોતા દૂર્ગંધમાં ડુબેલ. ચા૦૮૧

## (૯) રાગ ગજ્જુ જુદાઈ પ્રાણુ

પીએ મદિરા પાન, બને અતિ હેવાન
જુઓ દાના નાદાન ભમે ભુલિને ભાન
નથી રહેતિ સુધ સાન ફરે હડકાયા શ્વાન
ખમે પૈસા ના જાન દિસે અક્કલના ખાન. પીએ.
રહે આબરૂથી હીણુ મોઢે નિશાના ફિણુ
સુઝે નહી રાત દિન કરે નિશા નવિન
થાય તનથી ખુવાર મન પસ્તાયે સાર
એવા સેંકડો હજાર દેખી ડરોને યાર. પીએ.
મળે જોડી બેઉ ચાર ત્યાંથી કરે વિચાર.
જાઉં કીયા દેવ દ્વાર પડે પુજાનિ બહાર
સાખિ સિસાની હદર, કેવી પ્રીત ગુલઝાર
પ્રીતે પામે સાર વાર કેવો મધુનો પ્યાર પીએ.
થઈ મતવાલા ચકચુર બને બાદશાહી નુર
ભય ટાળી દેતા ઉર ગોથા ખાયે ગમાર
બકે બોલ બે હિસાબ બને હેમ ફુલ સાબ
દેચિ શગાળી આબ સુવે સડક મોઝાર. પીએ.
થાય હાલથી બે હાલ તોયે તજે નહીં ચાલ
પછી શરાબ લાલ તણા જોજો હેવાલ
ખુટે ખજાના માલ હાથ મુકે કપાળ
અરેખરા કંગાલ કહેશે શું કરશું કાલ પીએ.

ધ્રુ્રે તન મન ધન-બળી નિસા અગ્નિ વંન
મુકે ગિરો કફન મળી મુઠી ન અન
ધર્મે બદગાર જન ધુળ ધાંણી જીવન
હાવ કરે સહન ગયું વેશ્યા ગમન પીએ.
મન થતાં કંઈ ન્યાસ ખોતા સેજ સુખપાસ
રહેતા દુ.ખ તણાં સાલ તેવા કેશીના તાસ
સુંણી હારનું બ્યાન બચો ખ્યાગ દિલ જાન
કહે રણુ છોડ સાન ધરો કઠિન ધ્યાન પીએ

(૧૦) રાગ નહી કર્મનિ કથા કદાપી વ્યર્થ થનારી

ખરે મૂર્ખનિ અતિ સદારે મિથ્યા થનારી
કરે બોધ તો વિરોધ ધરે મરે દુરાચારી ખરે.
ભૂજગ સંગ રાત દિન રંગમા રમો
પ્રસંગ આવે પિડનો છોડતો ધના ધારી ખરે.
થવા ધારે કેળજે કૌવચ સુધરી
ભલે હોય સગ શુધ્ધ કહો જશે ફરી ખરે
રહે પાષાણુ રત્ન સંગ ઢંગ દુર કરી
કસે ઝવેરી હાથમા ખોટી જાન ખરી ખરે.

( ૨૧ ) રાગ. ઇંગલિશ તર્જ

જુઓ યારૂ જરમાં સાર કચન અજન છે સંસાર
પલકે નાર પલટે પ્યાર જગ માંહી છે જય જયકાર
ભવિષ્ય ભાણુ ઉગ્યો જાણુ બન સંકટને ભયનિ હાંણુ
પીતળ પ્હાંણુ ધુમ્ર બાંણુ શસિ હેમ હિન પ્રમાણુ
ઉપટ દાવ સુલટ ભાવ કુલત દુસ્મન હાનો ધાવ

હર્ષિત હાવદર્શિત પાવ વ્હેતું વભવ દરિયે ન્હાત
કેવો ખેલ કૌરચ્ય ફેળ કદલીતુબિ નાગરવેલ
બાવળબેલ આમ્રહેલ અવનિ દરિયે આનંદ રેલ

## ( ૧૨ ) રાગ. જગતમાં તે નરને ધિક્કાર

ખરો નર મુરખ તે સરદાર પીડેજે પ્રેમદા પામર નાર
ભવ એળે નિજ અવતાર ભેળવે સુધામાં સોમલખાર
મરકટ સંકટ સમજે નહીં છે સુંદરીમાં શો સાર
કેળ રસાળી ધરમાં પાળી નિષ્કંટક હાર
ખણુ વત નાખે છે બાળા અંધ કાંઇ નવ જોનો વ્હાલી
છે........ગમાર. ખરો.

રમણીને જક્ષણિ ગણી જમતો પીંજતો પીંજર હાડ
મધુર ફળી પાસે જઇ કરતો કાંદાનો ભંજવાડ
લબાડ લેખુ નહીં લલના જાણે કરતુરિ કહે લસણ
પ્રમાણે. ફટ ફટ ફટ ધિક્કાર. ખરો.

## (૧૩)રાગ. અહો દિલદાર જરી દેદાર

દીદાનવ રગ અજબ તો ઢંગ રહયા નહીં એકના એક રગ
દશા નિદડી ચઢીને પડી ઘડી સુખની સમયને સંગ
કરી જેવી જશે તેવી થશે વિભૂ કૃપા એવી
જુઓ રતુ જળ વ્હેતુ કમળ સરખું સમય સ્હેતુ
ભલે ભોગી ભ્રમર ભમતુ ભલો ગમતુ ગતિને અંગ, દીદા
સમજે નહી મન શંકુ, વળી મુઝાવે રોજ
બળી વૈભવ વાસના, ટળી ન આશા ફોજ

(૧૪)

કોણુ મીત્રજને જગનુ ચિત્ર
દેખું દિલમાં દોસ્ત વિચિત્ર. કોણુ
ચાર ઠાર દરબાર તણે જે
વાર ધાર અસિ કટાર ગણોને કોણુ
શુભ સમય નહીં સાથ કરે વળી
દેખી વિપત રહે સંપત ચિત્ત ટળી, કોણુ
ત્રીયા કીયા તરકટ વિત તતનું
થાય સ્હાય મળે નિર્મળ મનનું કોણુ
ધારો સમય જય શીવર પ્યારો
રહેજાત, કમજાતજ ન્યારો. કોણુ

(૧૫) રાગ-ધન્ય ભાગ્ય પધાર્યા ભમરા.

ધન્ય ધન્ય મીત્રને માનો, ભય સમય સાથ કરવાનો;
નહીં અન્ય માર્ગ ભજવાનો રે, ધન્ય.
છે મીત્ર સુખનોં માળો, મૂર્ખ મૂખને ટાળો,
દુઃખ ભાળો ને વળી બાળો રે, સંગ કાગ શક કળવાનો. ધન્ય.
નથી સાર સ્નેહમાં ધાડો, સંતોષ વિષનો વાડો;
જુઓ પ્રેમ પૃથ્વી ને ઝાડો રે, તેમ ખનાબીનો છે ખાડો-ધન્ય.
જુઓ લોહ ચમકની પ્રીતિ, નિર્ખે નહીં અધર્મ અનિતિ;
શત વર્ષ જાય કદી વિતિ રે, નવ પલટે પ્રેમીની પ્રીતિ. ધન્ય.

(૧૬) રાગ-ચમકી ચતુરા ક્યાં ચાલી.

બદલો (૨) તું દેજે દેવા બદલામાં શ્રીવર સેવા;
કહેણું ,, નવ રાખે મ્હેણું કિંકરને રહેશે કહેણું.
અવનિ ,, માં આવ્યો બિચારો, આપદથી રાંક ઉગારો

ભાર્ગવ ,, બાજીએ બાળો, બાજી બિક્ષાની ટાળો.
પતંગજી ,, કરે પૈસાનિ, પરતાયે પામર શાન્તિ;
ધરજે ,, વિનતિ તું વિચારી, અપરાધ અનિતિ વિસારી.

(૧૭) કવિત.

સુકોમળ ગીત લલિત તણું, સુણી ચિત્ત ચલિત ખલિતપણું;
સુંદાકરથી પ્રૌઢા કરતિ નવોઢા, હરતિ હિત અદાથી ઘણું.
સ્વર નિજ થતો, જ્વર પ્રેમ જનો પડતો મંદૂ પકજ પાસ ગણું;
છે ભૂજંગ મણિ પ્રેમદા રમણી, ભણી જોત હું શાન્તિ પાઠ ભણું.

(૧૮) રાગ-ધન્ય લાખો ધન્ય સતી.

સાબાશ છે ભવ પાર જેનો ભેટયો સતિ શૃંગારને,
ભાગ્યશાળી ભૂમિપર ગણાણો પામ્યો દેવના દ્વારને;
દેતા દેવાશી દાન અભય જોડીના અવતારને, સાબાશ.
અચળ રહો અમૃત વેલી વાહ અલબેલી બાળા તણા ભરથારને,
વિરિગત પામે વિષયિ વેશ્યા, જોતાં વળી પ્રેમિ તણા ચમત્કારને;
ધન્ય છે લાખો સૃષ્ટિમાં સતિ દેવીના દરબારને, સાબાશ.

(૧૯) રામ-મારી લાડકડીની લજ્જાને સંભાળજો રે.

નિત નૌતમ નરવર નટવર સગે માહાલતા રે,
પ્રીત ઉપવનમાં તન મન અરપીને પેઊજી સંગે ચાલતાં રે,
રસ સરવર પર રંગે રમિયે રસિયા અંગે આનંદ લઇએ,
સ્નેહ સ્નાનથી નિર્મળ થઇને પતિવ્રત ધર્મ પાળતાં રે.
પાપી પર્વતને આડા પડતાં કરવત મુકિ કાપતાં રે,
હરનિશ સેવા સ્વામિની કરતાં સતિ પદ સઘળે પામતા રે;

(૨૦) રાગ માળ કોશ-કહું કર્મ તણી શી કહાણી.

યૂવતિતે યોવન ઢાળે, ચિત્ત ચડે અનંગ ઉછાળે; યૂવતિ.

મણ્ણા ફુગે ધરામા ફુટતા હરિગાળી હાલે,
પ્રેમિ પશુઓ જાણેનીરાઝુરમાર નારે મોહ હાલે. પુત્તિ
રસા શુષ્ક થઇ તાપ જાપમાં ભાનુ ભિત્ત ટાળે
શાન્ત શિતળ વૃષ્ટિની ધારા નૌતમને નાખે. પુત્તિ.

(૨૧) રાગ-કવાલિ, ચલ દે સખી લોશા કમશા
જમનાકી તિરપે જાને દંડો બંસિકો બજાવત સાવલિયો
ગોપિ ગ્વાલનકો મન ઘેર લિયો ચિત્ત ચોર ગયો નંદનાગરિયો
હોત કુંજકી ગલિયુ મેં શોર બકોર
સબ ગ્વાલકો બાલ ભયો હે કઠોર
ચિત્ત ચોર કહે પ્યારો નંદ કીશોર ભયો ભોર ખડી ઘર સુંદરિયે
વસંત રૂતુકી બ્હાર આઇ
સતાવત વિરહે શુદ્ધ ગઇ
ઉડાવત લાલ ગુલાલ નહીરે ભિજાવત યે પિચકાર બાવરિયો
ખેલાવત ફાગ યે લાગ લઈ.
સુનાવત રાગ બિહાગ ગઇ
ધુગાવત કુંજ ગલિ કે મહીં રણછોડ દાયે સુખાકરીયો

(૨૨) રાગ-યારકે ઘર ચલ જાવે

વાહરે વાહ શુ યોવન કમળ આ ખીલિ રહ્યુ છે.
સુંદર શશિનું જાણે શિતળ ઢળ્યું છે
આહા સુવાશિત સુગંધિ ભર્યું છે
ભમર ભોગી કોઇ આવે સુગધ સહુ પાવે

(૧)

મઝા મન ભાવે સુગંધ મય રહેજો થયુ છે વાહરે
તરૂણ કળિથી વળી કમળ દીપાવે

છત્રી બનેલી રમ્ય વેલિ મોઘાને
રસ મિગે ભાગ્યશાળી ભ્રમર વનમાળી

( ૧ )

જુકે ડાળી ડાળી કમળ રૂપ કેવું મળ્યું છે વાહરે

**(૨૩)–રાગ આવો અલબેલા અલબેલી જોતિ ન્હાટનેરે**

કેવી દિસે છે લટકાળી લલના બાગમારે
દિસે બાગ જોઉં શું લાગ હશે મેચુ રાગમાં રે. કેવી
કામ હસ્તથી કળિયો ચુંટે પ્રેમ પુષ્પની સુગંધ લૂટે
ભ્રમર ભમેલો બાઈ પંકજ પાગમારે. કેવી
કમળ નેત્રથી કટાક્ષ કરતિ વિવિધ વિચારો ઉરમાં ધરતિ
હરતિ ચિતડું બાળે અનંગ આગ મારે. કેવી
કોકિલ કંઠે મધુરિ બોલે મયુરશબ્દથી મનડુ ડોલે
કહે છે ગૌતમ વરશે હશે જે ભાગ્યમાંરે. કેવી

**(૨૪) રાગ–અહો દિલદાર**

ધરે પ્રીતમ તણી ધ્યાનિ ભીનાગે શ્યામનિ, શાનિ
વળી વાટે રસિક માટે બનિછું ગાંડ દિવાની.
ગલિયો જગતની ધૂમિ નમળીયો નાથ નજૂમિ
જઈ ખોળું નગ ન્હોળું વળુ પાછી વિતળ ભૂમિ
બળું બાળા હુ અંતરમા ઉગારો આપી એધાનિ ધરી
સુણજો આદર વિનતિ ગોરિ ઘટ મુંઝાય
થાકા થરથર ધ્રુજતિ. અનાથ ભયભિત થાય

**(૨૫)–રાગ કવાલિ અરેઓ નાથ લુંડિને**

નથી અપરાધ જરા મારો જુઓ કઇ નાથ વિચારીને
મજા જેમ પુષ્પને દયહો ધારિત રસિક દુમારો

ગણુ નહીં દોષ ગણુનારો ત્રિમૂખ રહે નહીં વિદારીને. નથી.
તજે નહીં કસ સજે રસ બસ ભજે બા સુખ બણીને
ખરે પુષ્પ તપે ભૂમિ ચડે નહીં વિષ વિહારીને. નથી.
ગણો સ્વામિ તે ગુણુ વાળો નગુણા થઇ ન બેગો ભવ બાળો
હજી ઉંધી મતિ ટાળો સંશય શત્રુ સહારિને. નથી.

(૨૬) રાગ. ચમકિ ચતૂરા કયાં ચાલી.

સમજી (૨) છુ શાણા સઘળુ નહીં ચાલે આડુ અવળું,
એકાન્ત ,, નથા કઇ આરો જાશે મિથ્યા જન્મારો
લજ્યા ,, રાખો લટમાળા ચપળા નાર ચાલે ચાળા
ડંખુ ,, શું દાખે દુનિયા કરવાં છે કામ ભજનિયાં
ઘેલાઇ ,, ન કરવી ઘેલા ગગાગણી હુ અલબેલા
ચતૂરાઇ ,, ચતૂરા ચલવો ફરી વખત ન આવો મળવો
લેખાશે ,, લંમર વાણી લેખુ નહીં લલના કહાણી
મરતાઇ ,, મોહન મેલો દિન ચાર હોશનો હેલો

(૨૭) રાગ–આશાવરી ( તન મન ધન સકળ પ્રીયા )

હો અજાણુ કામ બાંણુ ઘણા સુંજાણુ થઇ
શૃંગારની રિત ધાર નથી હૃદયમાં રહી. હો.
નર પશુને પંગને નત્ર સાર સમજ કઇ
દત્ર વળી વનવાસમાં ન ત્રાસ નગર મહીં. હો.
જે પ્રેમ વાંણુ પાપ પ્હાણુ સંતાપ સુખનિ
અંગારને મળ ધાર વળી આગ મૂર્ખનિ હો.
બાળ બુદ્ધ તેમાં મુગ્ધ શૂદ્ધ ન સિદ્ધની. હો.

## (૨૮) રાગ હેરિ

આવી વસંત વધાઇ સખી સર વિરહ વિધાઈ          આવી.
નાગરના ઘર સામુ જોતા ભમતા ભમર ભટકાઈ
ગમતા વિણ નહીં ગોઠે સજની, રજનિ અતિ દુખદાઇ
રતિવર રોળે કસાઇ.                    આવી ૧
વેણુ તટપર નટવર બિરાજે મદન મોરલી બજાઇ
વિલાસની વિણા વેગે વિચરતિ ગોરી ઘટમાં રહ મુઝાઈ
ભજો મન મોહન ધાઈ.                   આવી.

## (૨૯) રાગ મોહી રહ્યો હુ મંદ હાસ્યમાં

દીધો સપડાવી પ્રેમ પાસમા રસિલો રાક દીધો સપડાવી પ્રેમ પાસમા
આપો મન ગાર વાસમા ઉતાર્યો નાદ છાયો અનંગના ઉલ્લાસમા.
રજનીનો ઢંગ કરે અંગ ભંગ ગાઢ; જંગ મચે રતિ રંગ ભામનમાં.
વદન કમળ જોઈ ચપળ નયનથી, વિકળ બન્યો તિર ત્રાસમા.
ગાત્રમાં ગંગા જળ માત્ર તિરથ ફળ, પ્રાત્ર બ્રહ્મ વસે તુજ હાસ્યમાં
લક્ષ્મા લઇને લેજો લલના લગારી, લાગી લલિત કહે શ્વાસમાં

## (૩૦) રાગ-બાદીલા બેગે આપોરે.

સ્વામિ શયન કરો સરકાર રૂડા રુકમણીક હેયા હાર.          સ્વામિ.
પોઢો પર્યંકમાં પ્રેમે પ્રભુજી, પ્રીતિ વ્યંજન ઢોળુ વાજ
નેહ નિંદ્રામાં નયન ગીંચાવું, રચાવું રજનિ સાજ.          સ્વામિ.
સેવામાં સમરપું પ્રાણ પ્રીતમજી, મેવામાં મધૂર વિલાસ
ભોજન ભોગ ધરાવું આલિંગન, આનંદ રસ મૂખવાસ.  સ્વામિ.
પુષ્પ સેવામાં પોહાડું પ્યારા, દાસ રહું દિલ સાથ
દાસી ઉદાસી ટાળું જગતની રસિયા બિડી બાથ,          સ્વામિ.

## (૩૧) રાગ-સિંહુાનો કેનેરો.

માળી પ્રેમદા પત્ર લખું છું, પ્રેમ પીડાનાં આંસુ લછું છું.
મ કરી તમ રજની વિતે હરનિશ મૂખે પાઠ સ્મરૂં છું. પ્રેમાળી.
ામિની ભોગે વિલાસી કહાવો, વેહી વિયોગ મુંઝાઈ મરૂં છું. પ્રેમાળી.
રમ શરમનો સ્હેજ જણાવો, લગન લાગેથી લાજ મુકુ છુ પ્રેમાળી.
ખક લાલ પ્રેમ ઉપાસી, લલિતા પ્રત્યે લેખ કરૂ છુ પ્રેમાળી.
ાહ ૃધારી વાત વરતાવો, વનિતા વાકયની આશ ધરૂં છું. પ્રેમાળી.

## (૩૩) રાગ-જરી એક ઘડી મોડો ઉગજે ચાંદલિયા.

મળ્યા મન મોહન તનના આરામને.
અહો ધન્ય પ્રભૂ ધામને મળ્યા.
કમળમા મળશે ભ્રમર લપટશે.
દેશે દાન ગોપી આમને. મળ્યા.
ઘૃત દૂધ દિલડે પ્રીતિ પાન ફૂલડે.
સ્નાન સુધા પ્રેમ શ્યામને. મળ્યા.
ગૃહે ગંધ ગોવિંદ લહે લાભ અવિચ્છિંદ.
નિરખુ નૌતમ નામને. મળ્યા.

## (૩૩) રાગ-કાનડો. તા. દાદરો.

સૃષ્ટિ કોઇને સુખની સૂખડી
કોઇને મન એ ઝેરની ઝૂપડી
કોઇ ક્લેશીને ત્રાસની તૂબડી
કોઇ સતોષિને પાખર પૂગડી
કોઇ શૃંગારીને આનંદ મૂખડી. સૃષ્ટિ

(૩૪) રાગ માન માયાના કરનારારે
જ્ઞાન વિનાના અંધ અથડાયાંરે. નહીં હેને હરી ગુંણું ગાયા
જ્ઞાન ગોથે નહી પછડાયારે. તેના હાંલિ કહો કેમ ડાહ્યા. જ્ઞાન
જાણ્યું ન ભણતર પહેર્યું ન ખપતર મતર જણે નહીં નાહ્યા
અંતર ઉઘાડી ન જોતા જે જીવડા. દીવડામા પૂદાં ફુલાયાંરે. નહીં
જાયા જનુનિ છે માયાની ધૂનિ લ્યા સુનિ સુવે તારી કાયા .
કાળ ધનુષ લઇ જમડા જો ધાયા, પંખીડા પ્રાણ ભેદાયારે. નહીં
આકળનાં નિર જોઇ ઘૂમમાં શુ મોહી દોહી જો દર્ભનિ અત્રા
સુખ દુઃખ સાથનિ સરખી સમજી લે. નૌતમે ખેલ બનાયારે. નહીં

(૩૫) પીતા શું માનવનો અભિમાન. રાગ
તજો મોહ મમતાને અભિમાન ભવ જળ તરી જશોરે
ભજો મન ભાવે પ્રા ભગવાન સ્વર્ગમાં મળી જશોરે.
સ્વર્ગમા મળી જશોરે. નર્કથી ટળી જશોરે. તજો
ભજો જગકર્તા પાછી ફરતા. નાઆ......રે નહી
જન્મ મરણથી જુદા પડના પાઆ......રે લહી
સમજો નરનાદાન. તજો.

સાખી
સંસાર સુખનો રોટલો લે પાપનો શિર પોટલો
ખાવો ધસિને પ્રીતથી જોઇ કાચકીનો ગોટલો
માયા મધૂના રંગમાં છાયા ધરી દૂખ ટોપલો
પાયા કહો કોણ પ્રાણીયાએ હરિ સભાનો ઓટલો

(૩૬) રાગ—પહાડી
સુનરે પંખીડા મીત્ર પથીડા જાતું એકલા અંત સમે
જોને જંજાલી નેત્રને હાળી કાળ કાગી શિર ભમે

જાયા કુટુંબે ધાયા ધોરિંધર પાયા ન ઈંદ્રધામનો પગો
ભલે વિરક્ત કોઇ આસક્ત ભક્ત કે ભોગી આવો તમે. સુન
માયા જંગમાં અંગ ઝબોળી હાથ ધરી જોણે હુપદ ઝોળી
તેવા પંખેરી હદીયે નમેરી પ્રાણને ઘેરી દેહ દમે. સુનરે

## (૩૭) રાગ-પ્યારી ઉપન તરૂઓની લત્તા.

ગુન કયા કથું મેં કિરતારકા.
શ્રીવર નટવર ગીરિધર ગોવીંદ રાધા ધારી મોરારકા. ગુન.
અજિર અજકા ભોગી ભૂદર ઉદર સૃષ્ટિ રહાય સદાદર.
અધરામૃત લિનો ખાન લંપટ દવ દીવાકર દારકા. ગુન.
બંસીધર કમળાપતિ કેશવ અરિ મર્દન વંદન સુત નંદન.
કસ કપટકર કોરવ છેદન નમન નોતમા ધારકા. ગુન.

## (૩૮) રાગ-આંખી આલમને ઠગનારી.

મહા મનહર મૂર્તિ પ્યારી, નિરખું નટ નાગર ન્યારી.
કમળાપતિ કામણગારી, વળી વલ્લભ રાધા ધારી.
દેવ દીવાકર સત્ય સુધાધર, નોતમ નાગર શાન્ત રત્નાગર.
મૃદુ મોરલી મૂખ ધારી ચારી જાઉં મુકદ મોરારી. મહા.
મદાંધ મારી તપેશ્વરી તારી, વાહ છે વિહારી ખાળ બ્રહ્મચારી.
બોલું બલિહારી અલ્પ ઉચારી કેશવ કળા અપારી. મહા.

## (૩૯) રાગ-ધનાશ્રી.

મનડાની વાતો મેલ, ખોટો આ સઘળો ખેલ. મનડા.
જીવતાં સુધી જગત દરિયે, નહીં સુખની રેલ. મનડા.
આનિપૂરમાં આશા વૃક્ષેથી કોણ પંખી ઉડેલ. મનડા.
માયા સ્થળ ને માયા જળથી કોણ પ્રાણી બચેલ. મનડા.
રાય રંક વિરલા ને બ્યંદળ સકળ દળ ડુબેલ. મનડા.
બ્રહ્મ જ્ઞાનનું દાનજ લેવું નોતમ પાઠ પહેલ. મનડા.

### (૪૦) રાગ—સાચો સાહેબ જગ કીરતાર.

શુ માયામાં મરનાર મૂંઢાં જરી કરી જો વિચાર.
અંતે ખાલી થયા છે ખુવાર તેમાં તરૂણ વૃદ્ધ કુમાર.
દિન ચાર ચંદા નિર્ખી જો પછી અંધા મન હરૂણી જો.
સંધ્યા રંગ સુમાર, તેવો કાયા તણો દરબાર. શુ માયા.
શ્રવણ વાદળ સ્મરણ કરી લે રટણ રઘુપતિ નામ ધરી લે.
ધામ તજ અહંકાર જીવડા ભજ નૌતમ કિરતાર. શું માયા.

### (૪૧) રાગ—ઘનઘોર ઘટા જુઓ સ્વામિનાથ.

ભજ કામ ભસ્મ શિવ શંભુનાથ.
વિષ ધારી કંઠ ત્રીપુંડ ત્રિશૂળ.
કુભંડ રહીત જો વિભૂતિ સાથ. શિવ.
કૈલાશેશ્વર હર હર શંકર.
અંતર ઉચરત ગૃહત હાથ. શિવ.
આરૂઢ બનીને આરૂઢ નદીપર
અનુપમ નૌતમ મહેશ તાત. શિવ.

### (૪૨) રાગ—સંસાર ઝેરનો પ્યાલો સમજીને

ભવસાર અંગાર દવનો સગજીને સમરી લે હંસા શ્રીવર ને
નવ જાણુ સુખવાળુ દુઃખ ખાણછે એ નિર્ખી લે તું પ્રાણ નરવરને

#### સાખી

સંસાર સુખનું સુખડું છે સ્વાદમા શેષ મૂખડું
તોય વિનાનું તળાવડું દીપક વિનાનું ઝૂપડું
પેખીને પ્રાણી પરવરો લેવાને લેજત ઝૂલડું
હવા હડાકો આવતાં કામી કટોરે ડૂબડુ
દીપક સંગમાં પડે પતંગ જો સમજ સુમાર
નથાર પયનો ભર્યો વિષનો સુથાન સાર

આવ્યું વાદળ વધ્યા બ્યંહળ બળ સધ્યાનો

સત્સંગ રંગમાં સુદ્દા ઉમંગ તજ પાપ કિનાર, ભવમ.૨

(૪૩) રાગ-જાવું તો આમ ખાલી દમામ

સમજ ચિત્ત જાવું ખચિત્ત ખોટી ખુશાલી સબંધીની પ્રીત

દધિ વલોણું છે વાસનો વાસ કાયા કટોરે છે કાળનો ત્રાસ

લેનો વિસામો જ્યારે વ્હાલો શ્વાસ સાથ રહે નાથ પુન્ય છે ખાસ.

ખાલી કરે શું દમામ ન્યાળી જો નહીં વિરામ

પલકમાં પોચે ધામ ખલક ખોટી તમામ સમજ

(૪૪) રાગ-ભજનનો

માન મુરખડા મનડા જાગી ભાગી જાશે તુજ ભવ ગાડું* બાઇ

દેહ ધોસરૂ તૂટે જ્યારે જીવતર જોતર જોશે આડું. ,,

ધ્રુપદ ધારી તુજ ગણીયા થાશે બળીયા નવ પંથે પાડું ,,

પાપ ગરણે કાટો કરતાં ધાંટો પોક મીથ્યા કહાડું ,,

પુન્ય રાશને પડદે પડતાં હસતું આવે યમ ધાડું ,,

શ્વાસ સારથી ધાકે ધ્રુજે તાકે તીર નાંખે રાડયું ,,

પાસળી પૈડાં પડખે કંપે નાડી નાંણું કયાં સંતાડું ,,

કાળ ચક્રમાં વકજ થાતું બાળ વૃધ્ધ જોબન જાડું ,,

કઠોળ કરે બાફી ને ખ્હાળું ત્રિણ ખેળ્યું વળગે ગાંગડું ,,

તેમ તપાસો તરતું આવે પાપ પુન્ય પાણી લાકડું ,,

(૪૫) રાગ ભજન

રટણ કરી લે શ્રીવર કેરૂં. નટ નાચી ઘટમાં થેઇકાર

છોગાળાની છબી નિરખી લે. ડગમગ નહીં મેરૂ સુમાર

લાખેણી લક્ષ્મી અર્ધાંગે. લક્ષ દઇ ચત્રૂભૂજ ધાર

મુરલી ધર મુગટ પીતાંબર, લટકે કુંડળ શ્રુતિસાર

જીવણ જગમાં જમશે તૂજ ઘર. સાત્વિક ભક્તિ કરશે આહાર

છતરાજીથી છકજ અળગા, ધ્રુપદથી ઓળે અવતાર. રટણ

( ૪૬ ) રાગ. જમુંગી માલા તેરી મેં

દુનિયા દુઃખ દરબાર સમજ તું
મોહ મમત છે પ્રધાન પુરા. પ્રથમને સરદાર.
કામ ક્રોધ છે કિલ્લા જેના કપટ તોપ હથિયાર
દારૂ ગોળી માયા જેની કરે ભડાકા અપાર. સ
આશા લશ્કર કદી ન ખુટે. પાપ ચોર હમેશાં લૂટે
રણછોડ તું ભૂમિ ક્ષેત્રનુ,ભજને ભર કિરતાર. સમજ

( ૪૭ ) રાગ. માલકોશ કહુ કરમ તણી શુ કહાણી

મુરખડા મન કયું સોતા હે. તુજ સીરપે કાલ જ જોતા હે. મૂરખડા
પુન્ય પાપકો ભેદ ન પાયો વૃથા આ જન્મ ગુમાયો
ચેત કાલ અબહી તુજ આયો દેખ ઝૂપેટા દેતા હે મૂરખડા
અત કાલ કોઇ સંગ ન આવે પૂત યા સબ પીઠ ફીરાવે.
માયા મે હમે મૂઢસો ભાવે નૌતમ નામ ન લેતા હે. મૂરખડા

( ૪૮ ) રાગ. ઘર જાને દે છાંડ મોરી બઇયાં

ગુણ ગાવત ગુણીયલ સારે
ક્રીટ ધા ક્રીટ ધા ધૂમ કીટ કીટધા. કડાનધા મોરા મારે ગુણ
તીરકટ ધી ધી કટ કીડનક કીટધા. મૃદંગ મીલકર બાજે
સપ્ત સુરતીન ગ્રામ ઓહાવે. નિર્ભત નૌતમ પ્યારે ગુણ

( ૪૯ ) રાગ. જોઇ લેજો જગના બાવા

જુઓ આ જગલના જોગી થઇ પડયા મહા ભોગી
જગલ વાસી ઉદાસી ફરતા આડમ્બર બહુ ભારી
સૃષ્ટિને સમજાવા આવ્યા ઝોળી ઝંડા ધારી જુઓ
ઘર ઘર ભમતા અલેક જગવતા મસ્ત થઇ બહુ મ્હાલે
કામી ક્રોધી લંપટ લૂચ્ચા વેરાગી થઇ ચાલે. જુઓ.

